દેલવાડાકર' સીરિઝ.
"બાળ ગ્રંથાવળી ન-૮"

# હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ-કહાણિયો.

લખનાર
**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.**

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા.

**ગીતિ.**

કાચાં વાસણપરની, ભાત ઠસેછે પકાવતાં જેવી;
તેમ બાળકના મનમાં, **નીતિ** ઠસેછે **કથામિષે** તેવી.

'હિતોપદેશ'

**મુંબઈ.**
ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.

સને ૧૮૯૯.

૭૨૮૭૯

'દેલવાડાકર' સીરિઝ.

"બાળ ગ્રંથાવળી નં-૮"

# હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ-કહાણિયો.



લખનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા.



**ગીતિ.**

કાચાં વાસણ પરની, ભાત ઠસેછે પકાવતાં જેવી;
ત્યમ બાળકના મનમાં, નીતિ ઠસેછે કથામિષે તેવી.
'હિતોપદેશ'



મુંબઈ.
ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.

સને ૧૮૯૯.

## અર્પણ-પત્રિકા.

**નિર્દોષ બાળકો!**

અભ્યાસથી થાકી ગયેલાં મગજને આરામ આપવા માટે આ **'બાળ-કહાણિયો'નું** નાનું પુસ્તક, તમારી નિર્દોષ રમત ગમ્મત માટે તમનેજ અર્પણ કરૂં છું, તેનો સાદર કરી સદુપયોગ કરશો.

**કર્ત્તા.**

# પ્રસ્તાવના.



નાનાં બાળકોને રમુજી વાર્ત્તા બહુ પ્રિય હોય છે. નાની વાતોનો સંગ્રહ જેમ સંસ્કૃતમાં વધારે છે, તેમ અંગ્રેજીમાં પણ બહુજ છે, તોપણ ગમ્મત સાથે જ્ઞાન આપનારી ચાલુ દેશી વાતો બાળકોને બહુ ભાવે છે. ગુજરાતી ભાષામાં **'ટુંકી કહાણિયો.' 'મીઠી માઠી વાતો'** આદિ પુસ્તકો છે. હજુ પણ બાળકો માટે માત્ર થોડીજ કિમ્મત, ને જ્ઞાન સાથે ગમ્મત આપે તેવી દેશી વાતો જોઇએ છે. આ વાર્ત્તામાં નવીન કશું નથી, તોપણ બાળકોને ગમ્મત સાથે જ્ઞાન મળશે, એમાં શક નથી. આ વાતોનો મોટો ભાગ, નિશાળો માંહે નાનાં બાળકો ઉપભોગ કરે છે. કિન્ડરગાર્ટનની નવી રૂઢીમાં આ પદ્ધતિ સામેલ કરેલી છે, એટલે બાળકોને ગમ્મત આપવા આ નાનું પુસ્તક પ્રકટ કરવાનું યોગ્ય વિચાર્યું છે.

વર્ષાઋતુ ૧૯૫૫ }
**મુંબઇ-નગરી.** }

**કર્ત્તા.**

'દેલવાડાકર' સીરિઝ.

# હરબાર્ટિયન રૂઢીના આધારે.

# બાળ—કહાણિયો.

ગમ્મત સાથે જ્ઞાન—કથા કહાણિયોથી થશે;
દેતાં વિદ્યાદાન—આળસ સૌ ઉડી જશે.

## વાર્ત્તા પેહેલી.

### ઉદ્યોગી અંબુ.

અંબુને ફુલપાનનો ઘણો શોખ હતો. તેણે મોગરાનું ઝાડ વાવ્યું પણ થયું નહિ. બીજી વખત ઘણીજ મહેનતે વાવ્યું, પણ ફુલ આવ્યાં નહિ. શોખને લીધે ત્રીજીવાર પ્રયત્ન કર્યો, તો તે પણ રદ ગયો. આખરે થાકીને એ કામ છોડી દીધું, પણ તેના બાપે તેને કહ્યું કે 'કાયર થઇને આરંભેલું કામ છોડી કેમ દે છે? જો ફરી ફરી કર! તારૂં કામ પાર પડશે.' બાપાની શીખામણ માનીને અંબુએ ફરી મોગરો વાવ્યો તો ઉગી નીકળ્યો અને દરેક રૂતુમાં ફુલ આપવા લાગ્યો. એ રીતે અંબુ ફતેહમંદ થવાથી દરેક કામમાં સફળ થયો. ઉમંગે ફરી ફરી કામ કરવાની ટેવ પડી અને તેથી તે એક મોટો ઉદ્યોગી માણસ થયો.

કાયર થઇ નવ આદરે, સારાં સારાં કામ;
વા જીતે કો દી નહિ, હારે નામ તમામ.

# વાર્તા બીજી.

## ડોશી ને ઉંદર.

એક માયાળુ ડોશીએ, માતાથી તજાયલાં ઉંદરનાં બચ્ચાંને પાળી પોષીને મોટું કર્યું. ઉંદર માટે સુંદર પાંજરૂં ઘડાવ્યું, અને તેમાં તેને રાખ્યું. ડોશી દરરોજ ઉંદરને ખાવા પીવાનું આપતી, પણ નાદાન ઉંદર રાતે પાંજરાની બહાર નીકળીને કપડાં કરડી ખાતો. ડોશીના જોવામાં એ બનાવ આવતો ત્યારે તે બહારના ઉંદર ઉપર શક લાવતી હતી. એક દિવસ તો ડોશીનું કિમતી લુગડું કરડી ખાધું. ડોશીને તે દિવસે ઘણી ચીડ ચડી, અને ઉંદરને પકડવાનું પાંજરૂં લાવી મુક્યું. આ ચાલાક બચ્ચું બહાર નીકળ્યું, અને ડોશીના આંગળાંને ચટકો ભરીને પોતાના પાંજરામાંજ સંતાઇ ગયું. સવારે ડોશી જોય છે તો પોતાનાં આંગળાં કરડેલાં, અને ઉંદર નાશી ગયેલો દેખાયો. ડોશી કંટાળી ગઇ અને બીજે દિવસે ઉંદરને મારી નાંખવાનું ઝેર લાવી તે ઝેર લોટમાં મેળવી લાડુ કરીને ઘરમાં મુક્યો. રાત્રે જ્યારે લુચ્ચો ઉંદર બહાર નીકળ્યો, અને તેના જોવામાં લાડુ આવતાં તે ખાધો. પણ હજુ પોતાના પાંજરામાં તે જાય, એ અગાઉ તે મરી ગયો. સવારે ડોશીની નજરે પોતાનોજ ઉંદર પડયો. જો કે ડોશીને ઘણું દુ:ખ થયું, પણ પાળેલો કૂતરો પગ કરડે, ને તેપર ધિ:કાર છુટે તેમ ધિ:કાર છુટયો ને ડોશી બોલી:—

**દોહરો.**

**હેત કરી હરખાવીને પાળે પોષે નિત્ય;**
**તેનું બુરૂં જે કરે, હોય નકી તે નીચ.**

---

# વાર્ત્તા ત્રીજી.

## કાગડો–કૂતરો–કૂકડાં ને ડોશી.

કૂતરાં ને કૂકડાંથી કંટાળેલો કાગડો એક ડોશીની કને ફરિયાદ કરવા ગયો. અને બોલ્યો કે 'ડોશી મા! હું તમારા ચોકમાંથી એઠું કચરો સાફ કરૂંછું, તો તમારો ચોકીદાર કૂતરો મને મારવા આવે છે. વળી તમારાં કૂકડાં, જે તમારી મીઠી ઉંઘ ઉડાડી દે છે, તે પણ મને મારવા આવે છે.' આ વચનો સાંભળીને કૂતરો અને કૂકડાં તો હસવા લાગ્યાં. અને ડોશી પણ હસીને બોલી. 'રે! મતલબી કાગા ભાઇ! તમે મારા બારણામાં પડેલી ચીજો ખાઇને પેટ ભરો છો, અને તમારા ખરાબ થયેલા પગ, અમારા ઘરના સાફ કરેલા ઉંબરા તથા બારીપર મુકો છો, તથા તમારી એંઠી ચાંચ, સાફ પાણીમાં નાંખો છો, એટલુંજ નહિ પણ જો મારા કૂતરાં ને કૂકડાંની બેદરકારીથી તમને છુટ મળે તો ઘરમાં પેસી જઇ, ચીકાશ-વાળાં નાનાં વાસણ ઉંચકી જવાને પણ તમો વિસરો નહિ. માટે જાઓ તમારા ગંદા મોઢાંને અને ખરાબ પગને દુર રાખીને તમારી સેવા તમારી પાસે રાખો' કાગડાજી શરમાઇને જતા હતા તેવામાં કૂતરાં ને કૂકડાં બોલ્યાં–

મતલબીયાં માણસ જુઓ, શરમહીણ નાદાન;
પરનું ભુરૂં બોલતાં, ખોયે નિજનું માન.

# વાર્તા ચોથી.

## ખુરસી અને છોકરી.

એક છોકરીએ ખુરસીબાઇને પુછ્યું કે 'બેન? તમે ઘણાં ઉદાસી લાગો છો? 'ખુરસી બોલી' મારી નાની બેન? મારી વાત સાંભળો. પહેલાં હું જંગલમાં ખુશ હવા પાણી લેતી હતી. ત્યાંથી કોઇ માણસ મને કાપી લાવ્યો. મારાં ઝુંડ અને વનથી મને છુટી પાડી. મારાં લીલાં કોમળ પાંદડાં ને સુંદર ફુલથી સદાની વેગળી કરી. ઝરાનાં ઠંડાં પાણી પીતી અળગી કરી. દયા વગરનાં માનવીયોએ મને ઘેર લાવીને મારી છાલ ઉતારી કકડા કર્યા. અને તેના ચાર પાયા બનાવ્યા. વળી મારી અંદર કાણાં પાડીને તેમાં નેતર ભરી. એટલું દુઃખ સહન કરતાં છતાં, વળી મારા અંગપર લોકો બેસવા લાગ્યાં. મને રોગાન મારીને ભપકાદાર કરી, પણ મારાપર બહુ જુલમ થયો. એ બધું યાદ કરતાં મને બહુ દુઃખ થાય છે, બેન?' આતું સાંભળીને છોકરી બોલી 'ખુરસી બેન! તમે ભાગ્યશાળી ખરાં. તમે ઝડ જેવાં હતાં તેને ચંચળ કારિગરે સુધાર્યાં અને જંગલમાંથી માણસમાં લાવવામાં આવ્યાં. વળી આ તમારા સુંદર ઘાટથી રાજા લોકો પણ તમને પોતાના શણગારેલા દિવાનખાનામાં રાખવા લાગ્યા. ને માનને ઠેકાણે તમને વાપરવા લાગ્યા છે. માટે તમારે તો માણસનો ઉપકાર માનવો જોઇએ. ખુરસી જ્યારે આ સઘળું સમજી ત્યારે બોલીઃ—

ઝડ જેવી હું તો હતી, તે થઇછું ગુલજાર;
કેળવણીના બળથકી, પામી માન અપાર!
જગને છું જો કામની, તો મુજને સંતોષ;
દુઃખ ભલે સહેવું પડે, પણ નવ આવે રોષ.

# વાર્તા પાંચમી.

## આથાજુ બેન.

એક નાની છોડી, પોતાની મા વગરની બેન માટે એક ગરીબ ગાય પાસે દુધ લેવા ગઇ, અને દયામણે મોઢે બોલી. 'ગાય માં! મને તારૂં મીઠું દુધ આપ, તો હું મારી નાની બેનને પાઉં! તે મા વગરની છે?' ગાય બોલી, 'નાની છોડી! હું ભૂખી છું માટે જરા ઘાસ લાવે, અને તે જો હું ખાઉં, તો દુધ આપું. માટે તબેલાવાળાને ત્યાં જઇ ઘાસ લાવ.' ગરીબ બિચારી ગરજુ છોડી ઘાસવાળા પાસે જઇ બોલી. "ભાઇ ઘાસવાળા! તારા તબેલામાંથી ઘાસ આપ, તો ગાય દુધ આપે ને તે મારી બેનને પાઉં!' ઘાસવાળે કહ્યું 'દીકરી! તું વરસાદજીને અરજ કર, તેથી ઘાસ ઉગે, ને તે કાપીને હું આપું!' છોડી વરસાદજીને અરજ કરીને બોલી! 'વરસાદજી! તમો વેલા વેલા આવો. આકાશમાં કાળાં વાદળામાં છુપાઇને ધડાકા કરો છો, તો હવે જલદી પધારો.' ગરીબ છોડીની અરજથી વરસાદજી આવ્યા—ઘાસ મલ્યું. ગાયને ખવરાવ્યું અને દુધ લઇ પોતાની બેનને પાયું. નાની પણ ઉદ્યોગી છોડીએ પોતાની નાની બેન માટે કેટલી મહેનત કરી! જો એ પ્રમાણે માણુસો મહેનત કરે, તો ઇશ્વર કેમ મહેરબાની ન કરે!

ઉમંગથી ઉદ્યમ કરે, મેળવશે અનપાન;
આળસ નવ કંઇ મળે, થાય અધિક હેરાન.

---

# વાર્તા છઠ્ઠી.

## કૂવો અને છોકરી.

કોઇ ગરીબ ફકીરે એક પરોપકારી છોકરી કને પાણી માગ્યું ત્યારે છોકરી કૂવા પાસે આવી બોલી 'અરે! ઠંડા પાણી-વાળા કૂવા? મહેરબાની કરીને થોડું પાણી પીવા આપ! ગરીબ બિચારે ફકીર બહુ હેરાન થાય છે.' ત્યારે કૂવે નરમાશથી કહ્યું 'દીકરી! મારામાં કમ્મર સુધી પાણી છે. ઇશ્વરે તમને હાથ આપેલા છે, તો તાંબડી લાવી, દોરડાંનો ફાંસો નાંખીને પાણી કાઢી લે. મારે કંઇ હાથ છે જે તને આપી શકું!' છોકરી કંસારાને ત્યાં ગઇ, અને વિનતી કરી બોલી—'કંસારા ભાઇ! ગરીબ ફકીરને પાણી પીવું છે, જો તાંબડી આપો, તો હું પાણી લઇને હમણાંજ આપી જાઉં.' કંસારે કહ્યું 'બેન! આ તાંબડી ઘડતાં મને બહુ મહેનત પડી છે માટે એમ કંઇ તાંબડી આપાય નહિ' તેવામાં એક સારો માણસ નીકળ્યો, તેણે આ વાત સાંભળી, ત્યારે કંસારાને કહ્યું 'રે દયા વગરના માણસ! જરા વારમાં તારી તાંબડી પાછી આપી જવા કહે છે, તો પછી શા માટે ગરીબને પાણી પીતાં ટાળે છે! કોઇ વાવ-કૂવા બંધાવે છે. કોઇ વાસણોનાં દાન કરે છે, ને તું જરાવાર વાપરવા આપતાં હઠીલો થાય છે!' કંસારાને દયા આવી અને તાંબડી લીધી. પણ હવે દોરડાંનું શું કરવું? પોતાનું ઘર તો બહુ દૂર હતું. પેલા ભલાં માણસને દયા આવી, અને દોરડાં વણનારની નજીક દુકાન હતી ત્યાં જવા કહ્યું. છોકરી ત્યાં જઇ બોલી—ભાઇ દોરડાંવાળા? એક ગરીબ ફકીરને પાણી પાવું છે, [illegible] કંસારા કને તાંબડી લીધી, હવે તમે જો જરાવાર માટે દોરડું આપો, તો હું તે

ફકીરને પાણી પાતું ! દોરડાંવાળો બોલ્યો. 'બહેન' હું કંસારા જેવો કંજુસ ને હઠીલો નથી. પરોપકાર કરવો એ માણસનું કામ છે. આ દોરડું લઇ જા ને કામ પુરૂં થયે પાછું આપજે.' વાણુકરે દોરડું આપ્યું, અને છોડીએ ગરીબ ફકીરને પાણી પાઇને કંસારાને તથા દોરડાંવાળાને તેની જણસ પાછી આપીને અતી ઉપકાર માન્યો. ફકીરે છોડીને આશિર્વાદ દીધો, છોડી હરખાતી હરખાતી ઘેર ગઇ.

પરનું ભૂંડું જોઇને ભૂંડા રાજી થાય;
બીજાનું સારૂં કરી, સારાં મન હરખાય.

---

## વાર્તા સાતમી.

### હાથી અને કીડીનું કટક.

એક મસ્ત હાથી ઘેલો બન્યો, ત્યારે અનેક જંતુઓને કચરી નાંખ્યાં. તેમાં એક કીડીબાઇનો બેટો પણ મરી ગયો. એથી કીડિને ક્રોધ ચડ્યો, અને સઘળી કીડિયોને એકઠી કરીને હાથી ઉપર ચડાઇ કરી. હાથી દરબારગઢમાં મગરૂર થઇ પડ્યો હતો, ત્યાં કીડીઓએ જઇને ચટકા ભર્યા. હાથીએ જાણ્યું કે કીડિબાઇનું કટક આવેલું છે. પણ જો હું તેની સાથે લડીશ તો જીતવા છતાંએ સમજુ લોકોમાં નાદાન કહેવાઇશ. કેમકે કીડિ મારી સરખામણીમાં ઉભી શકે નહિ. અને જો હારીશ તો આબરૂ જશે. એ માટે દરકાર કરવી નહિ, કીડિઓએ હાથીની બેદરકારીનો લાભ લીધો, અને ચટકા ભરવા માંડી, પણ હાથીને કશું દુખ થાય નહિ. કીડિયોએ જાણ્યું કે હાથીને કંઇ જણાતું નથી, એટલે બીજું કટક બોલાવ્યું. હાથીએ અજાણ્યાંજ પગ ઉપાડ્યો, અને કીડિયોનું કટક જેવું ચાલવા માંડ્યું કે હાથીએ સઘળીને ચગદી નાંખી. કીડિઓને મરતી જોઇ એક જીવડે કહ્યું:—

ગજા વિના લડવા જતાં, નક્કી મોતજ થાય;
મોટા સામે બાથતાં, કદી નહિ જીતાય.

# વાર્તા આઠમી.

## કાગડો ને પોપટ.

વગડામાં ફરતાં ફરતાં એક કાગડાને પોપટ સાથે દોસ્તી થઇ. કાગડો ચતુર હોવાથી, અને એકલો પડી ગયેલો હોવાથી પોપટને નમીને બોલ્યો, 'પોપટજી? તમે રૂપાળા છો તેથી હું તમને પગે પડું છું. કેમકે ઇશ્વરે તમને રૂપ આપ્યું છે. બીજાનું ભલું, જોઇ રાજી થવું એ આપણું કામ. છે વળી તમારામાં રૂપ સાથે ગુણ છે તો તેથી હું વધારે નમું છું. હું તમારા ગુણોની પ્રસાદી માગું છું. તમે ગુરૂ થઇને મને તમારો રાગ શીખવો.' પોપટજી ફુલાઇ ગયા. અને ગુરૂપદ લેવા કાગડાને રાગ શીખવવા બેઠા. કેટલાક દીવસ સુધી તાલીમ આપી ત્યારે કાગડાના સાદથી પોપટ પણ બેસુરો થઇ ગયો. કાગડો જ્યારે પોપટ સાથે ગાવા લાગ્યો, એટલે સરખો અવાજ નીકળ્યો, ત્યારે કાગડે જાણ્યું કે આપણે પોપટ જેવું ગાતાં શીખી ગયા. કાગડાજી ફુલાયા, અને પોતાની હુશિયારી બતાવા પોતાના દેશ તરફ જવા ધાર્યું. પોપટને કહ્યું કે 'તમને ગુરૂ દક્ષણા દેવાની છે માટે મારે દેશ ચાલો.' ભોળો પોપટ ગયો અને કાગડાના મંડળમાં બન્ને ગાવા બેઠા. કાગડાઓ અદેખાઇ કરવા લાગ્યા. અને પોપટને ઘેરી લીધો. કાગડો મદદ કરવા ગયો તો તેને પણ ચાંચથી મારી નાંખ્યો. અને પોપટની પાંખ વીંખી નાખી. પોપટ મરતાં મરતાં બોલ્યો કે,

જેનું કામ નથી અને કરે કદી જગમાંય;
સંગતના ફળ મેળવે શંકા નહિ જરાય.

## વાર્તા નવમી.

### ગોળનું માટલું ઉપાડનાર કીડિ.

એક ગોળની વખારમાં બિલાડીએ ગોળનું માટલું ભાગ્યું, અને નરમ ગોળ નીચે પડવા લાગ્યો. એક કીડિયે આ ખોરાક જોઇને કેટલીક કીડિયોને બોલાવી, અને ગોળનું માટલું ઉંચકી જવાનો ઠરાવ કીધો. એવામાં એક ભમરો આવ્યો. તેણે તે કીડિયોને સમજાવી. પણ માન્યું નહિ, કીડિયો ગોળનાં માટલાને વળગી રહી, એવામાં એક ઉંદરે માટલાંપરથી કુદકો માર્યો, એટલે માટલું ઉંધું પડયું, અને કીડિયો ચગદાઇ ગઇ. જ્યારે કીડિયોનાં પ્રાણ ગયો, ત્યારે ભમરે કહ્યું:—

બળ વિણ બળજોરી કરે, મરે કમોતે સર્વ;
સમજાવ્યાં સમજે નહિ, કરે અતિશય ગર્વ.

---

## વાર્તા દસમી.

### પોપટ ને મચ્છર.

એક મચ્છરે પોપટની સાથે વાદ કીધો. આ સરત એવી હતી કે જે પહેલો આકાશમાં ઉડી જાય તે ગુરૂ, ને બીજો ચેલો કહેવાય. બન્ને જણ આકાશમાં ઉડયા. મચ્છર વચ્ચે થાકી ગયો, તોપણ જીવ ખેંચીને ઉડવા લાગ્યો, આખરે ગરમીને લીધે બળવા લાગ્યો, અને તમ્મર ખાઇને નીચે પડયો. પોપટ ઉડીને નીચે આવતાં મચ્છરને મરેલો જોયો. ત્યારે બીજાં પ્રાણી બોલ્યાં:—

ગજા ઉપર જો બળ વપરાય, આખર પોતે બહુ પસ્તાય;
લાંબા સાથે ટુંકો જાય—મરે નહિ તો માંદો થાય.

---

## વાર્તા અગ્યારમી.

### ગધેડા ને શિયાળ.

શેરડીના વાડમાં શિયાળ આવીને દરરોજ રાત્રે શેરડી ખાઇ જતો, એ સઘળું ગધેડો જોતો હતો. શિયાળ વાડ ઠેકીને અંદર જતો, પણ ગધેડાથી જઇ શકાતું ન હોતું. એટલે તેને અદેખાઇ આવી. જ્યારે શિયાળ વાડમાં પેસે, કે ગધેડો ભુંકે. વાડના રખવાળે શોધ કરી તો શિયાળનો જુલમ જણાયો, એક દિવસ ગધેડાનું ભુંકણુ સાંભળીને તપાસ કરી તો શિયાળ આવેલો જણાયો. રખવાળે શિયાળને એવી શિક્ષા કરી કે બીજે દિવસે તેનાથી આવી શકાયું નહિ. શિયાળે જાણ્યું કે ગધેડાને મારથી નહિ પણ જુક્તિથી જીતવો. એક દિવસ શિયાળ ગધેડા કને જઇ બોલ્યો! 'ગધેડા ભાઇ! અમારે રાજા જોઇએ છે માટે તમે વન પશુના રાજા થશો?' ગધેડો આ વાત સાંભળીને ફુલાઇ જઇ હા કહેવા લાગ્યો. ચંચળ શિયાળે પશુને સમજાવ્યાં અને શણગારેલા રાજાને પોતાનો ધણી થાપ્યો. સઘળાં પશુ ખાવાનું આપે. શિયાળ શેરડીના વાડમાં સુખે ખાય, તેની માલેકને હવે ખબરે પણ ન થાય, પરંતુ ગધેડો મરવાની વાટ જુવે. ઘણા દીન પછી ગધેડો ખુબ મફતનું ખાઇને મસ્ત બન્યો, ત્યારે તેને ભુંકણુ ને લોટણુ યાદ આવ્યું. ગધેડો તક જોઇને લોટવા ને ભુંકવા માંડ્યો, ત્યારે વનરાજ સિંહે જાણ્યું કે રાજા તો ગધેડો છે, એટલે સઘળાં પશુઓએ તેને ત્યાંજ મારી ખાધો. ચતુર શિયાળે આ બનાવ જોઇ મનમાં કહ્યું:—

કુજાતને દો રાજ પણ—અંતે થશે કુજાત;
જાતી ગુણ નવ મુકશે; કુદરતનો એ હાથ.

---

## વાર્તા બારમી.

### હંસ અને કાગડો.

સુંદર ચાલના હંસને જોઇને કાગડો મોહિત થઇ ગયો. હંસ, દુધ અને પાણીમાંથી દુધ પી જતો જોઇ પોતાને તેમ કરવાનું મન થયું. ઘણા ફાંફાં માર્યા, પણ કંઇ ન વળ્યું, એટલે સર્વ કાગડાએ સંપ કરીને હંસને મોતી ચરવાનું સરોવર સુકાવી નાખ્યું, કાગડાઓ પાણી પી ગયા. કાગડાએ જાણ્યું કે હંસલાં મોતી ચરે છે, તેથીજ દુધ ને પાણીમાંથી તે દુધ પી શકે છે સરોવર સુકાઇ ગયું ને મોતી ચરવા ન મળ્યા પછી ઘણે લાંબે વખતે કાગડો હંસને મળ્યો. કાગડે જાણ્યું કે હવે હંસ મોતી ચરતો ન હોવાથી દુધ પી શકશે નહિ. પણ હંસે તો તુરતજ દાખલો બતાવીને કાગડાને શરમાવ્યો. કાગડો ઉડવા જતો હતો તેવામાં પાંખ પકડીને હંસે કહ્યું.

બીજાની ઇર્ષા કરી, બને મુર્ખ જે જાત;
આખર શરમાવું પડે, માનો મારી વાત.
સિંહ ઘાસ નવ ખાય છે, મરતાં પણ કો દીન;
હંસ મોતી વીણ ના ચરે, કરે દુધ જળ ભિન્ન.

---

## વાર્તા તેરમી.

### ચંપો ને ભમરો.

ફુલવાડીમાં રહેનારો ભમરો માલતી નામના ફુલની સુગંધી લઇને મસ્ત બન્યો હતો. તે ફુલ જેવું ગુણવાન હતું, તેવોજ ભમરો તેની સાથે પ્રીત કરી રહ્યો હતો. ફુલવાડીમાં કેવડાનું ઝાડ પણ હતું. કેવડો, પરસુગંધી દેનારો હોવાથી ભમરાને દુરથી, તેની બહુ સુંદર વાસ આવી, એટલે પોતાનું

બહુ જુનું-અનુભવેલું ફુલ મુકીને કેવડા તરફ ગયો 'માલતી ફુલે કહ્યું કે 'ભમરા!' તારૂં તે કામ નથી. તને કુદરતે જે સુખ આપેલું છે તેને વળગી રહે. બીજાની કને જવાથી તું સઘળું ગુમાવીશ. પોતાનું તે પોતાનુંજ થશે. કેવડો સુગંધીદાર છે, પણ દુરથી ડુંગર રળિયામણા દેખાય, તેમ છે. વળી તે કાંટાળો ને સાપનો ભોગી છે.' ભમરાએ માલતીનું કહેલું માન્યું નહિ, અને કેવડા પાસે ગયો. કેવડો, પાસે રાખનારને સુગંધ દેતો નથી તેમ ભમરાને નજીક જતાં સુગંધ આવી નહિ. તેથી પાછો ફરવા ગયો, પણ કાંટામાં સપડાઇ જવાથી સાપે તેને મારી નાખ્યો. ભમરો મરતાં મરતાં બોલ્યો:-

માણુસ મુર્ખાઇ કરી, છોડે છે નિજ સૂખ;
પરગુણમાં લોભાઇને, પામે આખર દુઃખ,

---

## વાર્ત્તા ચૌદમી.

### કાગડો ને વાણિયો.

મતલબી કાગડો, ઘરમાં કે અગાશીમાં જઇને કોઇનો ચમચો કે વડકો ઉપાડી જાય. એક વાણિયો કાગડાથી કાયર થઇ ગયો, પણ એ કાગડો પકડાય નહિ. વાણિયાએ એક યુક્તિ રચી. પોતાના મોંમાં દહીં ભર્યું અને લાંબો થઇ મડદાં પેઠે સુતો. કાગડે મરેલો માણુસ સમજીને ઉઘાડા કરેલાં મોંમાંથી દહીં ખાવાને આવ્યો. જેવો કાગડો ચાંચ મારવા ગયો કે વાણિયે દાંત બંધ કરી દીધા અને કાગડાની ચાંચ દબાઇ ગઇ. કાગડે જાણ્યું કે આ માણુસ જીવંતો છે. ને તે બીજો નહિ પણ વાણિયોજ છે. આખર વાણિયે

નામની શિક્ષા કરીને છોડી મુકયો, પણ તે દિવસથી કાગડો ચેતી ગયો, ને વાણિયો જોઇને દુર રહેવા લાગ્યો. કાગડાજી એવા છેતરાઇ ગયા કે કોઇ દિવસે કોઇના ઘરમાં જઇને ચોરી કરવાની ટેવ ભુલી ગયા.

લાખ વાર ચોરી કરે, એક વાર પકડાય;
પણ પકડાયે જે સમે, ખોટ બધી ભૂલાય.

---

## વાર્તા પંદરમી.

### વાંદરો ને બ્રાહ્મણ.

એક ભીખારી બ્રાહ્મણ રાજાના મહેલમાં રાતે ચોરી કરવા ગયો તે વેળાએ રાજાના પલંગ નીચે બાંધેલો વાંદરો, મ્યાન માંહેથી તરવાર કહાડીને રાજાના પેટ ઉપર મારવા જતો બ્રાહ્મણે જોયો એટલે તુરત તેણે વાંદરાનો હાથ પકડી લીધો. બન્નેની ગડબડમાં રાજા જાગી ઉઠ્યો. એવામાં કોઇ માણસને જોયો. બ્રાહ્મણે રાજાને ગભરાયલો જોઇ કહ્યું. 'મહારાજા ધિરાજ? ક્રોધ ન કરશો. હું ગરીબ-ભૂખી બ્રાહ્મણ છું. પેટ માટે અહીં ચોરી કરવા આવ્યો છું. હું આપના આ પલંગ પાસે આવું એવામાં એક સાપ, ઉપર ભારવટીયાપરથી બારીવાટે જવાનું કરતો હતો, અને તેનો પડછાયો આપના પેટપર પડતો હતો, મુરખ વાંદરો પડછાયો જોઇને તરવાર કહાડી આપણા પેટપર મારવા જતાં મેં તેને પકડયો. ને સાપ નાશી ગયો. રાજા, આ સાંભળીને ખુશી થયો, અને બ્રાહ્મણને જોઇતું ધન આપીને બોલ્યો:—

દુશ્મન પણ ડાહ્યો ભલો, મૂરખ મિત્ર ન કાજ;
વાંદર મિત્રજ મારતે, વિપ્રે રાખી લાજ.

---

# વાર્તા સોળમી.

## ચોર ને વાણીયો.

દુકાળના વખતમાં ચોર લોકોનું જોર વધી પડયું. ગામડા ગામમાં માત્ર એક બે વાણિયા વેપારી રહે, તેમને બહુ સંભાળવું પડે. એક ગામડામાં મુળો નામે વાણિયો રહેતો હતો. તેને ત્યાં રાત્રે એક વેળા ચોર આવ્યો પણ ગડબડ જાણીને ચાલ્યો ગયો. એ ચોર જતાં જતાં વાણિયાની નજરે પડયો. તેણે જાણ્યું કે ચોર અહીં આવવા માંડયા. બીજે દિવસે તેણે પોતાની બાઇડીને કહ્યું કે આપણે ત્યાં ચોર આવે છે માટે આજે આવે તો નવી યુક્તી કરીને સપડાવવા. પ્રથમ તમારે ચુલા પાસે એક માટીનું માટલું મુકવું ને તેમાં બે વીંછી પકડીને રાખી મુકવા. તે પછી હું પુછું કે સોનાના વેઢલા કયાં છે! ત્યારે જવાબ દેજો કે માટલામાં પડયા છે. આ રીતે વાણિયાએ જુક્તી રચી ને બાયડીએ તે પ્રમાણે કર્યું. રાત્રે બન્ને સુતાં, એવામાં ચોર અંદર દાખલ થયો તેવોજ વાણિયાએ તેની બૈરીને આગલી વાત પુછી. ચોરે જાણ્યું કે ઠીક તક આવી. ચોર તો ચુલા પાસે ગયો અને સાંકડા મોઢાના માટલામાં મુશીબતે હાથ નાંખ્યો. પણ જ્યાં હાથના આંગળાં ધારેલા વેઢલાને અડકવા ગયાં કે વીંછીએ ડંસ કર્યો. ચોરથી બૂમ પણ પડાય નહિ, તેમ હાથ પણ કઢાય નહિ. હાથ આમ તેમ ફેરવતાં બીજો વીંછી કરડયો. અને જોરથી બૂમ પડી ગઇ. એક તરફથી ચોર બુમ પાડે અને બીજી તરફથી વાણિયો બૂમ પાડે. આ શોરથી લોકો એકઠાં થઇ ગયાં અને ચોરને પકડીને ખુબ સજા કરી. વાણિયાની આ જુક્તી ઉપર સૌ લોકો ખુશ થયા.

જુક્તિ કરીએ એ રીતે, મતલબ સરતી હોય;<br>
ભાગે નહિ કદી લાકડી, સાપ મરેલો જોય.

---

## વાર્ત્તા સત્તરમી.

### બાપા બોઉં!

એક વાણિયાનો છોકરો તોતડો હતો. તેની જીભ બોલતાં અટકી જતી હોવાથી ખુલ્લી વાત કરી શકતો નહતો; ને તેથી તેના દુસ્મનોએ એમ અફવા ઉડાવી હતી કે છોકરો મુંગો છે. વાણિયો તેનું વેશવાળ કરવા ગયો, ત્યારે વાંધો ઉઠયો કે છોકરાને બોલતા જોવો. વાણિયાગત કરી વાણિયે કહ્યું કે, 'બોલતાં શું ગાતાં જુવો' સઘળાંએ કબુલ કર્યું. છોકરો ગાઇ જાણતો હતો. વાજાંની સાથે ગાતાં જીભનો અટકાવ જણાયજ નહિ. તેથી છોકરાને લાવીને ગવરાવ્યું, પણ તે છોકરાને કહી મુક્યું કે–બીજું તું કશું બોલીશ નહિ. અંતે વેશવાળ નકી થયું. જામીનગીરી બદલ રૂપિયો દીધો. ચાંદલો કર્યો. પછી છોકરે કહ્યું. 'બાપા? હવે બોઉં! (બોલું?) આ અવાજથી સર્વેએ જાણ્યું કે છોકરો તોતડો છે. એટલે વેશવાળ બંધ કર્યું. વાણિયો, છોકરા સામે ગુસ્સે થયો. ને છોકરાની મૂર્ખાઇ ઉપર લોકો હસવા લાગ્યાં:–

નવ બોલ્યામાં નવ ગુણ. બોલ્યે બોર વેચાય;
મુગાં રહી જો સાંધીએ, તો સૌ કારજ થાય.

---

## વાર્ત્તા અઢારમી.

### આંધળાની એક આંખ.

આ તોતડો છોકરો આજારી પડયો. અને શીતળાના દર્દથી એક આંખે બાડો થયો ત્યારે કોઇ પણ વાણિયાઓ તેને છોકરી આપે નહિ. વાણિયાએ વાંઢો દીકરો જોઇને પોતે લાંબે દેશાવર વેશવાળ કરવા ગયો. વાણિયો આબરૂદાર હોવાથી એક ગૃહસ્થે પોતાની દીકરી, પેલા છોકરાને વરાવી પણ વેશવાળ

કરતી વેળા પેલો વાણિયો બોલ્યો કે **'જુવોની શેઠ? અમ રે આંધળાને એક આંખ છે?'** સર્વે જણે જાણ્યું કે એકનો એકજ દીકરો હોય તે એમંજ બોલાય એ પછી છોકરો પરણવા આવ્યો. અને એક આંખે બાડો જોઇને લોકો ચર્ચા કરવા લાગ્યા. છોકરાંના સાંસરાંએ કન્યા પરણાવવાની ના કહી, ત્યારે છોકરાના બાપે કહ્યું કે, 'ભાઇ? વેશવાળ કરતાં મેં કહેલું છે કે મારે તો આંધળાને એક આંખ છે, તમે ગમે તે સમજો. હવે પરણાવવાની ના કહેવાય નહિ?' સારાં માણસ વચ્ચે પડયાં. ને આખર બોલેલું પળ્યું. એ છોકરો વરી ગયો જેને છોકરાં બચ્ચાં થઇ ગયાં:—

બોલી બોલો બેવડી, જેના બે ગુણ હોય;
કાણાને કાણો ન કહો, કહો કાં થોડું જોય?

---

## વાર્તા ઓગણીસમી.

### નવરો બેઠા નખોદ વાળે.

એક ભરવાડ નદીના કિનારાપર ઘેટાં ચરાવતો હતો. વરસાદના દિવસ હોવાથી નદીમાં થોડું પુર આવેલું હતું. તેવામાં સામે કાંઠે એક પોતાના સોબતીને જોઇને ભરવાડે તેને બોલાવ્યો. સામાવાળાએ કારણ પુછ્યું. પણ બીજું કંઇ ન જણાવતાં પાસે આવવા કહ્યું. પેલો બિચારો નદીનાં પાણી તરીને મહા મહેનતે ડૂબતો બચતો આવ્યો, ને પુછ્યું કે 'ભાઇ શું કહે છે?' ત્યારે ભરવાડ બોલ્યો કે 'સાળાં લઇને કેમના આવીઉં?' પેલાએ કહ્યું કે, મુરખા ત્યારે તહીંથીજ કહીએ કેની? હું ડૂબતો આવ્યો ને વાતમાં તો દમ મળે નહિ. ખરેખર તું પણ નવરો બેઠો નખોદ વાળે તેવો લાગે છે, પેલો બિચારો પોતાનાં જાનવર પાસે ચાલ્યો ગયો,

આવ ભાઇ હરખા, કે આપણ બેઉ સરખા;
કામ ન હોય ત્યારે, તોપ મારે ત્યારે.

## વાર્ત્તા વીસમી.

## ભોળો ને મીઠો.

ભોળો કરીને શાહુકારનો છોકરો હતો તેનામાં નામ તેવા ગુણ હતા. મીઠો, તેનો દોસ્ત હતો મીઠા નામમાં કડવો ગુણ હતો. એ છોકરો ઘણો લુચ્ચો ને ચોર તથા જુગારી હતો. ભોળાને બહુવાર પટાવીને ફોસલાવતો, પૈસા ખાઇ જતો. એક વેળા આ લુચ્ચો મીઠો જુગારમાં હારી ગયો, અને ભોળાએ પૈસા આપવા ના કહ્યું, ત્યારે તક જોઇને તેને એક જંગલમાં ગાનીને માટે લઇ ગયો. ભોળો વિશ્વાસુ હતો એટલે તેને કપટ જણાયુ નહિ. જગલમાં જઇને પેલા લુચ્ચા મીઠાએ બિચારા ભોળાને બાંધ્યો અને દાગીના કાઢી લીધા પણ જો તેને જીવતો રહેવા દે તો ખબર પડી જાય, માટે ગાંસડી બાંધીને વાવડીમાં ફેંકવાની તૈયારી કરી ભોળો એકદમ પાણી-પર તરીને ઉપર ન આવે માટે પથ્થરા સાથે ભરવા માટે તે લેવા ગયો. એવામાં પથ્થર નીચેથી સાપ નીકળ્યો, અને લુચ્ચા મીઠાને કરડી ખાધો. મીઠો મરતાં મરતાં બોલ્યો.

વિશ્વાસઘાત કરતાં નિજ જીવ ખોયે,
જૂઠું વદી પળપળે દુઃખ આવું જોયે.
બૂરી નીતિ કરી કદી ફળ સારૂં ધારે,
ના-ના-મરે જીવ થકી, નિજ પાપ ભારે.

---

## વાર્ત્તા એકવીશમી.

## બહુરૂપી મેંઢું.

ગરીબ મેંઢું શિયાળાની ટાઢને લીધે એક ગળિયારાના દરવાજા પાંછળ સંતાઇ પેઠું, એવામાં દરવાજો ઉઘાડતાં મેંઢું

ગળીના કુંડામાં પડી ગયું. ગળિયારે તપાસ કરી, તો મેંઢું દેખાયું. તુરત તેને કાઢીને બહાર ચરવા મૂક્યું. પાદરમાં જતાં રાતના એક વાઘ મળ્યો. મેંઢું સફેદ રંગનું હતું, પણ ગળીના કુંડમાં પડેલું હોવાથી કાળું થઇ ગયું હતું એ જોઇને વાઘને બીક લાગી, અને દૂરથી પુછ્યું. 'રે અલ્યાં! તું કોણ છે?' મેંઢાંએ જાણ્યું કે આપણો રંગ ફરી ગયેલો જોઇને ભયથી પુછે છે માટે દમથી વાત કરવી. મેંઢાએ જવાબ દીધો—'બાપ? મને તું ના પુછ; મેં બસો વાઘ મારવાનો નિયમ લીધો છે, તેમાં મારો છેલ્લો ખોરાક તુંજ છે. હવે તું નાશી ન તો મારૂં કામ પુરૂં થાય.' એ સાંભળીને વાઘ પાછી પાના કરતો નાશી ગયો. મેંઢું એ જોઇને બહુજ રાજી થયું. તેવામાં એક હાથી આવ્યો. તે જોરાવર જાનવર પણ આ બહુરૂપી મેંઢાંને જોઇને ડરવા લાગ્યો. મેંઢાંએ મોટેથી કહ્યું. 'રે અલ્યા હાથી? બસો વાઘ મારી ખાવાનો નિયમ પુરો થયો-હવે હાથી મારવાના છે. તેમાં છેલ્લો તું રહેલો છે. જો તું મને આ નદીને સામે પાર લઇ જાય તો તને છોડીશ.' હાથીએ કબુલ કીધું. અને પોતાના મસ્તક ઉપર બેસાડીને મેંઢાંને પેલેપાર લઇ ગયો. મેંઢું મગરૂર થયું. અને મગરૂરીમાં આખરે બોરડીના જાળામાં પેસીને બોરડી ખાવા લાગ્યું, એવામાં વાઘ અને વાઘણ ત્યાંથી પસાર થતાં હતાં તેના જોવામાં આવ્યું. વાઘે જાણ્યું કે એ તો મેંઢું છે! ખરેખર ભૂલ થાપ આપી. વાઘને રીસ ચડી, અને પેલા બહુરૂપી ઘેંટાને મારી ખાધું. મેંઢું મરતાં મરતાં બોલ્યું.

નિર્બળ મન મોટું થઇ, જો બળ કરવા જાય;
શાક સંભાળી નવ શકે, તો ખત્તા તે ખાય.

---

# વાર્ત્તા બાવીશમી.

## ઘરડો સાપ.

દયાળુ થઇને એક સાપ રહેતો હતો. કોઇ પણ જીવજંતુ કે પશુ પ્રાણીને બોલાવતો નહિ. સાપને નબળો જાણીને જનાવરો ચટકાં ભરતાં,ને મુસાફરો પથરા ફેંકતા હતા. સાપના ગુરૂ અજગરે એવું જોઇને પોતાના ચેલાને કહ્યું. 'ભાઇ? તું નબળો થઇ બેસી ન રહે! કોઇને કરડીશ નહિ, પણ ફૂંફવાટો રાખજે!' સાપે ગુરૂની શીખામણ માનીને તેમ કીધું તો આગલાં દુઃખમાંથી છુટો થયો. અને તે દિવસ સઘળી પીડા ટળી ગઇ.

નબળાં થઇને બેસતાં, લુચ્ચાં જન લે લાભ;<br>
દયા સાથ દમ મારતાં, રહે પોતાનો દાબ.

